૪૪૫૧

# શ્રી

# જીનેંદ્ર સ્તુતિ ગર્ભિત પદાવળિ.

**ગીતિ.**

ભાનું કીરણુ કેરા, ઉદયથકી જયમ તિમિર દુર નાશે;
તેમજ જૈનધરમના, આરાધનથી શિવવધુ વશ થાશે.

સર્વે જૈનધર્માભિલાષી સદ્ગ્રહસ્થોને વાસ્તે.

**છપાવી પ્રસિધ્ધ કરનાર.**

શ્રી "ખેડા જૈનહિતેચ્છુ સભા"

**अमदावादमां.**

"સમશેર બાહાદુર" છાપખાનામાં સત્રાઇભાઇ
રાયચંદે છાપી.

વિક્રમાર્ક ૧૯૪૬ ઈ૦ સ૦ ૧૮૯૦

કિંમત રૂ ૦—૩—૦

# अर्पण पत्रिका.

શેઠ. મોહનલાલ અચરતલાલ

મુ० ખેડા

આ સભા દિન પ્રતિદિન સારા પાયા ઉપર આવેલી જોવાની જીજ્ઞાસા અને તેમાં આનંદ માનવાના અતિ ઉત્સાહને લીધે, અને સ્વધર્મ ઉપર અત્યંત પ્રીતી રાખીને પ્રસંગો પાત લાલિત્ય ભાષણોથી અમારાં હૃદય કમળ પ્રફુલ્લીત કરોછો તેથી, તથા આ લઘુ ગ્રંથ બનાવીને છપાવવામાં આપે બનતો પ્રયાસ લીધો છે, તેથી સકળ સભાજનો એકમ૰મત્તથી આ લઘુગ્રંથ આપને માન પુર્વક અર્પણ કરે છે તે સ્વિકારશો.

મુ. ખેટકપુર. } લી०

વિક્રમાર્ક ૧૯૪૬. } શ્રી જનહિતેચ્છુ સભાના સભાસદો.

# श्री जिनेंद्र स्तुति गर्भित

# પદ્યાવળિ.

## शार्दूल विक्रीडित छंद.

ચોવીસે જીનરાજ આજ તમને, વંદુ અતી પ્રેમથી,
માગુછું વળી માફ પાપ સહુના, જેની [1]સમાપ્તી નથી;
આપો વાણિ રસાળ બાળ ઉપરે, [2]કારૂણ્ય દૃષ્ટી કરી,
આરંભુ મતિ જોગ શુભ કૃતિ આ, પૂરી કરો શ્રીહરી. ૧

## पद १

### ગરબી રાગ "આદીત અરીહંત."

શાણા સજજન આજ, અહીંયાં આવોરે;
મારા પ્રભુજીને દરબાર, આનંદ લાવોરે. ટેક
છે છત્રપતિ મહારાજ, કુંડળ કાનેરે,

---

છેડો, પાર. ૨ કરૂણાદૃષ્ટિ.

મારા પ્રભુજીને દરબાર, આવો ટાણેરે. ૧
સુભ નર નારીનો સાથ, દરશાન કરીએ,
તારા દરશનથી ભવ પાર, પાપજ હરીએરે. ૨
જય જયહો જીનરાજ, અંતર વાસીરે,
નીરંજન નિરાકાર, મોક્ષના ધામીરે. ૩
रिखव, अजीत, संभव, જીનજી રાચારે;
अभिनंदन, सुमतिनाथ, તમારી માયારે. ૪
पद्म, सुपार्श्वनाथ, चंदन, ચકોરારે,
આ सुवधीनाथ, દયાળ शितळ શારારે. ૫
हंसनाथ, वासुपूज्य, विमळ देवारे,
આ अनंत, धर्मनाथ, માગીએ સેવારે, ૬
सांति, कुंथुं, अरनाथ, શિવ સુખ આપોરે;
(આ) मल्लीनाथ કરી મહેર દુઃખડાં કાપોરે. ૭
(આ) मुनिसुव्रत नेमनाथ, જીન લટકાળારે,
(આ) नेमी, पार्श्वनाथ, જય જય કારારે. ૮
આ महाविरस्वामी, મહારાજ, ગુણના ભરીઆરે,
નમો નમો જગોપકારામ, જીન ગુણ દરીઆરે. ૯
તું ધર્મિ ધુરંધર દેવ, ત્રિજગમાં સાચોરે.
ધન્ય ધન્ય તું જીન રાજંન, જનનો માઓરે. ૧૦
કૃપા કરો જીનરાજ, ચોવીશ રાયારે.
શ્રિ જૈન સભાની સાથ, શ્રિ તુજ ગુણ ગાયારે. ૧૧
ડાહ્યા બંધુ લેઇ સાથ, નરને નારીરે;
કરજોડી માગીએ માફ, ચુક હમારીરે. ૧૨

## પદ ૨

"કીજે મંગળ ચાર, આજ ઘેર નાથ પધાર્યા" એ રાગ.

ભીડભંજન મહારાજ, ભીડ હમારી ભાંગો;
ગાઈએ ગુણ તુજ નાથ, સેવામાં જસ આપો. ટેક ભીડ.
નીરંજન તું દેવ હમારો, સંસારનો આધાર; ભીડ૦૧
તુંહી માતાને તુંહીરે ત્રાતા, જગત પાલન તું હાર. ભીડ૦૨
વિવિધ પ્રકારે પુજા કરીશું, કેસર ચંદન હાર; ભીડ૦૩
પ્રભુ તુમ આગે નાટક કરીએ, નાચત થેઈ થેઈકાર. ભીડ૦૪
તાલ મૃદંગ વાજીંત્ર લેઈ બેઠા, ગાવા ગુણ તુજ નાથ; ભીડ૦૫
પ્રભાવતિનો પ્યારો પ્રભુજી, નમીએ તુને આધાર. ભીડ૦૬
વામાનંદન સ્વામી તું દેવા, આપો જસ અમ બાળ; ભીડ૦૭
નગ્ર ખેડામાં આપ બિરાજો, જાગોજાગ જમાન. ભીડ૦૮
સુખ કારણ તું સાચો સાહીબ. સર્વે દુખ હરનાર. ભીડ૦૯



## પદ. ૩

"કહોરે કુંવર તમે કયાં ગયા," એ રાગ.

તીરથવંદના. ગરબી. ૩

આબુ અષ્ટાપદ સેવજો, સજ્જન નરનારી; હાંહાંરે
સજ્જન નરનારી ટેક.
ગિરનારે રાજુલ નેમનો; આચ્છવ થાય ભારી હાંહાંરે૦ ૧
સમેતશિખર તીરથ વડા, કરજોડી નમીએ; હાંહાંરે૦

પુરવ નવાંણું સમોસર્યા, સિધ્ધાચળ જઇએ. હાંહાંરે૦ ૨
આદીશ્વર અલબેલડારે, મારે મન વસિઆ; હાંહાંરે૦
તુજ શિખ્ખર દીવો બળેરે, રંગીલા રસિઆ. હાંહાંરે૦ ૩
સોનારૂપાનાં બારણાં, ચોબદારો બોલે; હાંહાંરે૦
ખંમા ખંમા મારા પ્રભુજીને, નહી કોઈ તુજ તોલે. હાંહાંરે૦ ૪
ડંકા નાદ બાજે ઘણારે, રૂમઝુમ ત્યાં થાસે, હાંહાંરે૦
ધર્મ ધ્વજા ઉડે ખરીરે, આનંદ નવ માએ. હાંહાંરે૦ ૫
ધર્મ મેઘ પ્રભી કરેરે, જૈન ધર્મજ કોવો. હાંહાંરે૦
ફરી અવસર નહીં આવસે, ધર્મી રસ પીવો હાંહાંરે૦ ૬
સખેશ્વર જીન વંદતાં, તારંગે જાજો. હાંહાંરે૦
સાથે કેસરિઆનાથનાં, દરશન કરીઆવજો. હાંહાંરે૦ ૭
આ રાણકપુરના થાંભલા, ગણતાં ભુલ ખાસો, હાંહાંરે૦
આ ત્યાંથી સીધા નીકળી, અવચળ ગઢ જાસો. હાંહાંરે૦ ૮
આ પ્રતિબિંબ સોના તણાં, તમે દરશન કરજો. હાંહાંરે૦
ભોયણી મલ્લીજીન સેવતાં, આનંદમાં ઠરસો. હાંહાંરે૦ ૯
પંચ તીરથ એ વંદતાં, સુખીઆ સૌ થઇએ હાંહાંરે૦
ડાહ્યા સાથ નર નારિઓ, પ્રભુ ગુણ તુજ ગઈએ હાંહાંરે ૧૦



## પદ ૪

### રાગ ઈંદરસભાની ગજલનો

"રાજા હું મૈ કૌમકા." એ રાહ.

જીનપદ સેવા કરો સજજન સૌ, ધરજો ધ્યાન સદાય;

સિદ્ધ ચક્ર જીન વંદતાં, સૌ દુઃખ મટી સુખ થાય. ટેક, ૧
સ્મરણ કરો શ્રી નવપદજીનું, આપે મુક્તિ દયાળ;
તરણ તારણ તું ત્રાતા હમારો, કરો બાળ સંભાળ. જીન૦ ૨
શરણે આવી નાટક કરીએ, ગઇએ ગુણ દિનનાથ;
દિન પરદીન સુદ્રષ્ટી રાખી, ગૃહો અમારો હાથ. જીન૦ ૩
તુજ વિના કોને જઇ કહીએ, દુખ સુખની સૌ વાત;
તુજ કૃપાથી સઘળું થાએ, વિશ્વંભર વિશ્વનાથ. જીન૦ ૪
ભિડ ભંજનજી ભિડ તમે ભાગો, કર્યો ખેટક પુરવાસ,
જૈન હિતેચ્છુ ડાહ્યા મળીને, રાખે ભક્તિની આશ. જીન૦ ૫



## પદ. ૬

### ગરબી ૧

" રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. " એ રાગ.
સાહેલીઓ વિરજી નિત્ય ભજજોરે. એ ટેક.
સખી પડવે તે મહાવીર કેહેજોરે,
ખોટી હઠ સમત મુકી દેજોરે;
શુધ્ધ નિતિનો મારગ લેજો. સાહેલિયો૦ ૧
સખી બીજે ત્રિશલા સુત જેહરે,
જશોદાના સ્વામિ કહિયે તેહરે;
જેની સોવરણ સરખી છે દેહ. સાહેલિયો૦ ૨
સખી ત્રીજે ત્રીભોવન રાયરે,
જેને સમર્યા થકી સુખ થાયરે;
ભવોભવનાં પાતિક સહુ જાય. સાહેલિયો૦ ૩

સખી ચોથે તે ચિત્ત વિચારીરે,
વિર રૂપ હ્રદે માંહ્ય ધારીરે;
મતિ નિત્ય રાખી વળી સારી. 'સાહેલિયો૦ ૪
રાખી પાંચમે પડપંચ ટાળીરે,
ભલી મુરતી ભગવંતની ભાળીરે;
વળી સ્નેહથી શિયળ પાળી. સાહેલિયો૦ ૫
સખી છઠ્ઠે માહાવિર છે સારારે,
ફુલ-હારતણા ધરનારારે;
વળી સુખને એ કરનારા. સાહેલિયો૦ ૬
સખી સાતમે જશોદા નાથરે,
નમો નિત્યે જોડી બે હાથરે;
સારી *શિવવધુ છે જેની સાથ. સાહેલિઓ૦ ૭
સખી આઠમે અંતરયામીરે,
કશી દીસે નહી જેમાં ખામીરે;
એવા વીરજીનાં દરશન પામી. સાહેલિયો૦ ૮
સખી નોમ્યે તે ધરીને વ્હાલરે;
કરો દરશનને થઇ ન્યા'લરે.
માટે દરશન કરો હાલ હાલ. સાહેલિયો૦ ૯
શખી દશમે તે દેવ દયાળરે,
વળી જીવ દયા પ્રતિપાળરે;
ખરેખાત છે વિર કૃપાળ, શાહેલિયો૦ ૧૦
શખિ એકાદશિ ઉપવાસરે,
કરીને ભજવા અવિનાશરે;

---

* મુકિત.

ટાળે સંસારના સહુત્રાસ. શાહેલિયો૦ ૧૧
સખી બારસે બહુ ખુશી થઈનેરે;
સુખ પામો પ્રભુ ગીત ગઈનેરે,
રૂડા મહાવીરને દેહેરે જઈને. શાહેલિયો૦ ૧૨
સખી તેરસે મનમાંહે ધારીરે,
ગુરૂ વચન સુણો સુખકારીરે;
વળી રાખોને વિવેક, વિચારી, શાહેલિયો૦ ૧૩
શખી ચૌદશે દિલ માંહે દેવરે;
ભજને ટાળવી ખોટી ટેવરે;
સુખ કરે પ્રભુ તતખેવ. શાહેલિયો૦ ૧૪
સખી પુન્યમે મનમાં સમજીરે,
અતિ હેતે સમરવા જીનજીરે;
કહે મોહન જોડીને કરજી, શાહેલિયો૦ ૧૫
પુરી પંદરતથો જે ગાશેરે, તેની આશા સહુ પુર્ણ થાશેરે,
ભવોભવ તણો ભય સહુ જાશે. શાહેલિયો૦ ૧૬



# पद ६

## ગરબી

"સખી સંજયાએ સંચર્યાં જીમનાં જળ ભરવા, હાંહાંરે
જીમનાં," એ રાગ.

સાંભળજો તમે સો સખી, એક વાતજ કહું છું હાંહાંરે એક૦
શોભા નવ જાયે લખી, એવી વાત વદુ છું. હાંહાંરે એવી૦
ખેટકપુરમાં મેં જઇ, જોયા અલબેલા; હાંહાંરે જોયા૦

સુધબુદ્ધ જાતી રહી, નીરખીને ઉલ્લા. હાંહાંરે નિરખીને૦
ભીડભંજન પ્રભુ પાસજી, છે અંતરજામી; હાંહાંરે છે૦
જોઇ ગર્વ અનનો તજ્યો વળી આનંદ પામી. હાંહાંરે વળી૦
કનક મુગટ માથે ધર્યો, દસાંયે રૂપાળો; હાંહાંરે દસાંયે૦
કેસરનો આંહ્રો કરયો, પ્રભુજીએ ભાળો. હાંહાંરે પ્રભુજી૦
શોભામાં બાકી નહીં, આંગી ટીક દીસે; હાંહાંરે આંગી૦
દેખીને રાજી થઈ, સણગાર અતીસે. હાંહાંરે શણગાર૦
દે'રાસાંથી થાયે નહીં, મન નીકળવાનું; હાંહાંરે મન૦
બાકૂ જુક્તિ સારી નહીં; તહીં શું કહેવાનું. હાંહાંરે તહીં૦
મારી સાથે ચાલો તમે, સખીઓ સૌ આજે; હાંહાંરે સખી૦
ભીડભંજનને દેહરે, પ્રભુ દરશન કાજે. હાંહાંરે પ્રભુ૦
ખેડા મધ્યે વાસ છે, પ્રભુ ભીડભંજનનો; હાંહાંરે પ્રભુ૦
મોહન તેનો દાસ છે,૦ વળી પંડીત જનનો. હાંહાંરે વળી૦

## પદ. ૭

### "નેમનાથ તથા રાજેમતીનો ટુંક વાદ-વિવાદ"

### રાજુલ કહે છે.

"ગોપિચંદ લટકા, જોગી હોજારે, તજી દે નાજને." એ રાગ.
પિયુ નેમજી પ્યારા, મુને, તજીને, તમે ક્યાં જશો. એ આંકણી૦
તોરણથી રથ પાછો ફેરવો, સુણી પશુનો પોકાર,
હું અબળા કરગરીને કહુંછું, પાછા ફરીને આવો વારરે. પીયુ૦૧
વાંક એવો શો મારો દેખીને, તરછોડોછો નાથ;
આઠ ભવની કંઇ પ્રીત સંભાળી, હેતે આવી ઝાલો હાથરે. પી૦૨

મેં પ્રભુ શાનમાં તમને ધાર્યા, મારા પ્રાણ આધાર.
બીજા મારે ભ્રાત પિતા છે, માટે પહેરાવ્યો હારરે. પીયુ૦ ૩
આપ વીના બીજો કોઇ મુજ અંગે સ્પર્શ કરે જો લગાર;
તો પ્રતિવ્રત ખંડણ મુજ થાએ, મરણ પામું તે વારરે. પી૦ ૪
પાછા વળો પીયુ રસોઇ બનાવું, આરોગો ધરી પ્યાર;
મનગમતા મુખવાસ આપીને, રમત રમીએ સારરે. પીયુ૦ ૫
પતિવ્રતા હું નારી તમારી, તમે છો મુજ આધાર;
માટે પીયુ પાણી ગ્રહણ કરીને, સફળ કરો અવતારરે. પીયુ૦ ૬
પશુ જેવી મુજને ધારી, દયા લાવો મહારાજ;
મુજ અબળાની શી ગતી થાશે, તેથી થઉં છું નારાજરે. પીયુ૦ ૭

**" આ સાંભળી નેમનાથ રાજુલને કહે છે "**

રાગ, "સુણો હોંશી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશોરે."
સુણ સુણ તું રાજેસતી નાર, પરણવામાં સાર નથીરે,
માટે નક્કી હવે હું જનાર. પરણવામાં સાર નથીરે. ૧
મુજ પરણવાથી વીનાશ, પરણવામાં સાર નથીરે,
થાએ એકાએક પશુઓનો નાશ. પરણવામાં સાર નથીરે. ૩
હાય મારા એક જીવનને માટ, પરણવામાં સાર નથીરે,
થાય અનેક જીવનો ઘાત. પરણવામાં સાર નથીરે. ૪
માટે થઉં ત્યાગી છોડી સંસાર, પરણવામાં સાર નથીરે,
જઇને લઉં દીક્ષા હું આવાર પરણવામાં સાર નથીરે. ૪
જાણ સંસાર તું તો અસાર, પરણવામાં સાર નથીરે,
જુઠો જગતનો સાર આનાર. પરણવામાં સાર નથીરે. ૫
નથી સંસારમાં કંઇ સુખ, પરણવામાં સાર નથીરે,
બહુ જાતીનાં પડે છે દુઃખ. પરણવામાં સાર નથીરે.

સ્ત્રી જાતે છે વીખની વેલી, પરણવામાં સાર નથીરે,
નાંખે નર્કે છેવટ એ ઠેલી. પરણવામાં સાર નથીરે. ૭
નવ કરીશ હઠ તું લગાર, પરણવામાં સાર નથીરે,
મને નારી તણો છે ધિક્કાર. પરણવામાં સાર નથીરે. ૮
લેઉં લઘુવયમાં દીક્ષાય, પરણવામાં સાર નથીરે,
જેથી કાયાનું કલ્યાણ થાય. પરણવામાં સાર નથીરે. ૯
બહુ થયું હવે કરો બસ, પરણવામાં સાર નથીરે,
જા રાજુલ આઘી તું ખશ. પરણવામાં સાર નથીરે. ૧૦
નહી નહી એ વાત થનાર, પરણવામાં સાર નથીરે,
કદી પાછો નહી વળનાર. પરણવામાં સાર નથીરે. ૧૧
કોટી ઉપાય તું કરી છુટ, પરણવામાં સાર નથીરે,
(માટે) ના કરીશ તું માથાકુટ. પરણવામાં સાર નથીરે. ૧૨
ભલે દેહ મારો છુટી જાય, પરણવામાં સાર નથીરે,
મારો બોલ પાછો નવ થાય. પરણવામાં સાર નથીરે. ૧૩



## " છેવટ રાજુલ વિલાપ કરી દીક્ષા લે છે. "

રાગ—"ભેખરે ઉતારો રાજા ભર્તૃહરી" એ રાહ.

કોટી ઊપાય કરી છુટી, પાછા ના વળ્યા નાથજી;
કુંવારી મુકી મુને એકલા, ગયા મુજ જીવન હારજી;
ક્યારે ના લાવ્યા પ્રભુ સાહરી. ૧ ટેક
દુઃખમાં કુમી ભરજોબને, એળે જશે અવતારજી;
નાથ વીનાની નારીને, બેસે કલંક અપારજી;
અરરર દશા શી આગી થશે. ૨
કરગરી કાલાવાલા બહુ કર્યા, ના આપ્યું કંઇ પણ ધ્યાનજી;

રોઇ રોઇ કરી રાતી આંખડી, ન રહે સુંદ્રને શાનજી;
ક્યારે ના લાવ્યા પ્રભુ માહરી. ૩
પાપ કર્યાં મેં પરભવે, પોપટ ઘાલ્યો પીંજર માંહીજી,
તે જીવનો દાશ મુને લાગીઓ, શું કરે માત પીતાયજી;
અરર દશા શી મારી થશે. ૪
મુંજ મનમાં મારે નેમપતી, ધારી બેઠી એ વારજી;
પાણી ગ્રહણ બીજા સાથ કરૂં, (તો) લાગે દોષ અપારજી,
અરર દશા શી મારી થશે. ૫

"રાજુલના પિતા કહે છે"

શા માટે કલ્પાંત કરે, શાંને ધરતી તું દુઃખજી;
એથી સારો પતિ લાવીશું, થશે જનમનું સુખજી.
છાની રહે શાણી પુત્રી તું. ૬

રાજુલ કહે છે,

માત પીતા તમે માહરાં, બોલો એવી ના વાતજી;
નેમ પતી વીના માહરે, બીજા સૌ ભ્રાત, તાતજી;
સુણોરે પીતાજી તમે માહરા. ૭

રાજુલની મા

હઠ ના લે તું મારી દીકરી, શાણી થઇને અકળાયજી;
માત પીતાનું કહ્યું માનીએ, દીકરી દે તાં જાયજી.
શાણિરે પુત્રિની એવી રીત છે. ૮
નહીં નહીં નહીં નહીં નહીં કરૂ, નેમ વીન બીજો ભરથારજી
સંસાર છોડી સંજમ આદરૂ, તરવા આ ભવ પારજી;
શુણોરે માતા પીતા માહરા. ૯
ત્યાગ કરૂં સંસારનો, જઇને લઉં દીક્ષાયજી,

નેમપતી પેઠે માહરો, થાય સફળ અવતારજી;
સુણોરે માતા પીતા માહરાં. ૧૦

કર્તા કહે છે

કલ્યાણ કર્યું નીજ કાયનું, ધન્ય ધન્ય રાજુલ નારજી;
જઇને દીક્ષા લીધી તે પળે, ધન્ય એ સતીના અવતારજી;
સુણોરે ધર્મી બંધુ માહરા. ૧૧

ધન્ય ધન્ય માતા તુજને, ધન્ય ધન્ય લાગે સૌ પાયજી,
કલ્યાણને ડાહ્યા કહે, કરજો ભુલની ક્ષમાયજી;
સુણોરે ધર્મી બંધુ માહરા. ૧૨

---

# પદ ૮

## ગઝલ.

"એહસાન મુજે યાદહે, વલાહ તુમારી." એ રાહ.

તાર પ્રભુ મુજને, આધાર તુમારો;
આધાર તુમારો, પ્રભુ પ્રતાપ તુમારો તાર પ્રભુ મુજને ટેક.
રાત દીવસ હું કરૂં છું, કર્મ કુડારો;
તુજ નામ ભુલ્યો પ્રભુ, ભુલ હજારો. તાર પ્રભુ મુજને. ૧
મોહીનીની જાળમાંથી, આપ ઉગારો;
સહાય કરો મુજને, વિશ્વાસ તુમારો. તાર પ્રભુ મુજને. ૨
પ્રેમની પીડાથી, કરૂં બહુજ પોકારો;
તુજ પ્રેમ ખોયો પ્રભુ, ખોયો જન્મારો. તાર પ્રભુ મુજને. ૩
પુન્યપાપનો તું રાખે, જમે ઉધારો;
તેનો ડર રાખી ગુણ, ગાઉં તુમારો. તાર પ્રભુ મુજને. ૪

તુજ વિના કોને કહું, દુઃખ પોકારો;
માત તાત ભ્રાત સૌને, પાર ઉતારો. તાર પ્રભુ સુજને. ૫
જૈન સભા ડાહ્યો ગણું, આળા હુજારો;
કરે તેવું પામે નક્કી, મન વિચારો. તાર પ્રભુ સુજને. ૬

——— ❀ ———

## પદ ૧

**રાગ**—"પ્રભુ ભજલે હનસાર, પંથીડા પંથ ચલેગો." એરાહ
સમજ સમજ તું સાર, છેવટ કો નહીં તેરા. ટેક.
ખાતોપીતો વળી ધંધો તું કરતો, કરતો ના 'સી ગમાર; છે૦૧
કાંણ પ્રભુજી ને કાંણ છે સૃષ્ટિ, બોલે જુવાનીના બહાર. છે૦૨
તુજ આંગણ કોઇ માગણ આવે, આપે ધુપા દેતો ગાળ; છે૦૩
પર ઉપકાર કર્યો ના તેં ભાઇ, સાધ્યો પોતાનો સ્વાર્થ. છે૦૪
આમ કરી તેં જન્મ ગુમાવ્યો, આવ્યો આવ્યો પુંઠે કાળ. છે૦૫
માંદો પડ્યો ત્યારે આળા તેં ઝાલી, ભુલ્યો જુવાનીના બહાર.૬
ડાહ્યો થઇ ભુલ્યો તું બાજી, ગાજી નાકિતી જરાક છે૦૭
આખર ખોટા વિચાર ના કરતો, મરતાં ધર તું ધ્યાન. છે૦૮
સાથ તજી સંસારનો ભારે, જાવાનું છે પ્રભુ પાસ છે૦ ૯
માગ માગ પ્રભુ પાસે તું માફી, તે નોંધારાનો આધાર. છે૦૧૦
શાણા સજ્જન તમે કાંઇ ના કીધું, કીધાં કર્મ હજાર. છે૦૧૧
માટે પ્રભુનું નામ ના ચુકો, ચુકો તો પડશે માર. છે૦૧૨
ડર પ્રભુ નામનો સાચો રાખો, કાચો સૌ સંસાર; છે૦૧૩
ડાહ્યા સમજ હાથે (તે) સાથે આવે, ચંચળ ચિત્તમાં ધાર. છે૦૧૪
જૈન હિતેચ્છુ સભા મળી બોલે કરજો અમને સહાય; છે૦૧૫

કરજોડી ઠાહુયો ડર રાખે, પળમેં પકડે કાળ. છે૦૧૬
ધ્યાન ધરો માટે ધર્મી હુમારા, નાછોડો પ્રભુનું નામ; છે૦૧૭



# પદ. ૧૦

## રાગ—મહાવીર સ્વામીના પારણાની જાતનું.

"માતા ત્રિશલા નંદકુમાર, જગતનો દીવોરે" એ રાહુ.

જન્મ્યા જન્મ્યા તે વિર કુમાર, હુરખ ના માએરે
નાચે ઈંદ્રઈંદ્રાણી તે વાર, જોવા સૌ જાએરે. ટેક.
ચૌદ શુપન જાત, જાતીનાં દેખે, શ્વપનામાં ત્રિસલા માતરે;
તે કારણ રાતે ધ્યાન ધરીને, સુતાં તે ત્રિસલા માત.
હુરખ ના માએરે. ૧
આકાશથી ઉતરતાં તે રાતેને, પેસતાં માતાને ધામરે;
માતા શુપન લેઇ જાગીઆંને, કરે સેવા નિજ હામ.
હુરખ ના માએરે. ૨
એણે સમે ઈંદ્રિ તે આવીયાને, ધરી મા આગળ લાજરે;
માતા તમે સુત પામશો તે, ત્રણ ભોવનનો નાથ;
હુરખ ના માએરે. ૩
ધારણ ધરિયો ગર્ભ પ્રભુનો ને, દેવાનંદા બ્રાહ્મણી પેટરે;
અરીણ ગમેખી દેવતાએ આવીને, બદલવાની કરી પેર.
હુરખ ના માએરે. ૪
ત્રિસલા માતાના ઉદર મહી મુકીને, આવ્યા હુરખાતા ઠામરે;
સિધારથ પિતા મનમાં મકલાતા, જાણી ઉજળો દીન ધામ.
હુરખ ના માએરે. ૫

ચેતર શુદ તેરશ દીન જન્મ્યાને, દોશત ચાલીસ આઠરે,
પારશ્વનાથનો સંવત જાણોને, બોલો તે જયજયકાર. હરખ૦૬
છપન્નાદિક કુંવરી ત્યાં આવીને, કરે પ્રભુનું સુચી કર્મરે;
નંદીશ્વરદ્વીપ મહીં, ઇંદ્રો મળીને, ભણાવે સનાત્ર ધર્મ. હરખ૦૭
ઇંદ્રો મળી કુંવર ઘેર લાવ્યાને, મુકયા ત્રિસલાની પાસરે;
ત્રિસલા માતા આનંદ ભરી જુવેને, માને પ્રભુનો ઉપકાર.
હરખ ના માએરે ૮
જયજયકાર નગરીમાં થાએને, ઘેર ઘેર તોરણ બંધાયરે;
જોશી બ્રાહ્મણ વળી સગાંવહાલાંને શીરપાવો બહુ અપાય.
હરખ ન માએરે. ૯
કંકુના થાપા ઘેર ઘેર દીધાને; મોતીના ચોક પુરાયરે;
દેવ દુંદભિનાં વાજાં સાંભળવાને, ટોળે ટોળાં જોવા જાય;
હરખ ના માએરે. ૧૦
સોને રૂપેને વળી રત્ને જડેલુંને, પારણું જોઇ મકલાયરે;
ઝુલે મહાવીર કુંવર પારણી એને, ઇંદ્ર ઇંદ્રાણિ હાલો ગાય;
હરખ ના માએરે. ૧૧
(રેશમ) દોરીએ ઘુઘરી ઘુમ ઘુમ વાજેને, પારણું માતા ગાયરે
ઇંદ્ર ઇંદ્રાણી વળી નગરીના લોકો, સાંભળી ખુશ બનીજાય.
હરખ ના માએરે, ૧૨
પોઢયા પારણીએ વીર કુંવરજીને, પાંચે મિત્ર સોહાવેરે;
વૈભવ ઘેર જાત જાતીના કીધા તે, જોઇ માતા સુખ પાવે;
હરખ ના માએરે. ૧૩
દેશ દેશાંતર પારણાં ગાયેને; ઓછવ નવરંગ થાએરે;
નરનારી મળી પુજા રચાવેને; જૈન ધરમ વરતાય; હરખ૦૧૪
તાલ, મૃદંગ, વાજીંત્ર, વેણાં ડફ, વાગેને ગાયે નરનારરે.

સતાર, સારંગી, મોરચંગ, સુરપુરેને, જોવાનો નહીં પાર.હરખ૦૧૫
ઈંદ્રિઈંદ્રાસન ડોલ્યું તેવારેને, એવા ત્રિકાળી કુમારરે;
નંદીવરદ્દનભાઇ પાયે લાગીને, ગાને પ્રભુનો ઉપકાર. હરખ૦૧૬
હાલોહાલરીયું પારણું ગાયુંને, લોકે માતાની સાથરે;
તે પ્રભુ કાને સમજીને સઘળું, દે દરશન મહારાજ, હરખ૦૧૭
જૈનધર્મનો છેલ્લો તીર્થંકર, નમીએ તને આવારરે;
દરિઆ જેવો ધર્મ ફેલાવી તેં, વરતાવ્યો જયકાર. હરખ૦૧૮
તારતાર તું ત્રાતા હમારાને, પ્રાણ તણા આધારરે;
શ્રી જૈન હિતેચ્છુ કે'છે નમીને, જન્મ મરણ દુઃખ ટાળ.
હરખ ના માએરે ૧૯
ચંદ્રસુરજ જેવું તેજ કુંવરનુંને, કેવળી દીનદયાળરે;
સહુ નરનારી ગુણ તુજ ગાવે જે, તેની તે લેજે સંભાળ.
હરખ ના માએરે ૨૦

—◦O◦—

# પદ. ૧૧

## રાગ.

"વિનતી ધરજો ધ્યાન; જન સહુ વિનતી ધરજો ધ્યાન" એ રાહ.
કરજો અમને સહાય, ઓ પ્રભુજી કરજો અમને સહાય.
આ જન્મમરણ દુઃખ જાય, ઓ પ્રભુજી કરજો અમને સહાય.
અવતરીયા સંસારમાંરે, કરતા બહુ અન્યાય, ઓ પ્રભુજી૦૧
માતપિતા સુત, બંધવ સઘળાં, ધરીએ ધ્યાન સદાય. ઓ૦૨
ખાતા ફરતા, ધંધો કરતા, એ સહુ તારી કૃપાય, ઓ પ્રભુ૦૩
આ ભુંડા કાળમાં, કાળ ના છોડે, પળમેં પકડી જાય. ઓ૦૪
માટે સરણ તુજ, આવી બેઠા, ગુણ ગાવા પિતુમાય. ઓ૦૫

અમથી પ્રભુજી, ગુણ ના ગવાયે, તેની અમુજણ થાય. એ૦૬
ખેટકપુરની, ખંતજ રાખી, માફી આપો જગરાય. એ૦૭
જૈન હિતેચ્છુ મળી, ગુણ ગાવે, ડાહ્યો પ્રેમે લાગે પાય.એ૦૮

—-(૦)-—

# पद. १२

## રાગ.

"કામ છે દુષ્ટ વિકારી, અહા પ્રભુ કામછે દુષ્ટ વિકારી."
કર્મની માફી માગું, પ્રભુ મારા કર્મની માફી માગું. આંકણી.
વૈભવ જાતજાતિના ભોગવતાં, બાકી કાંઇ નવ રાખ્યું; અહા૦
દિનદયાળુ તું દેવ હમારો,, કરગરી કહુંછું સાચું. પ્રભુ૦ ૧
પેટ માટે સૌ પાખંડ રચતો, તેનો પાર ના તાગું, અહા૦
નારે ગાયા ગુણ તેના ડરથી, રાત્ર દિવસ હું જાગું. પ્રભુ૦૨
રંગબેરંગી વસ્ત્રો પહેરી, ફરતાં ફરતાં હું થાકું; અહા૦
ખટરસ ખાનપાન ખુબ કીધાં, પસ્તાઇ ધુળ ફાકું. પ્રભુ૦ ૩
ડાહ્યો જૈન હિતેચ્છું ગાવે, તુજ કૃપાવિન કાચું, અહા૦
સહાય કરો પ્રભુ કષ્ટ વખતે, ના કરશો કાંઇ માઠું. પ્રભુ૦૪

---

# पद. १३

## રાગ બનજારાનો.

કોણ માતપિતા કોણ ભાઇ, આખર કો'કો'નું નાહીં.
( ઊલટાવી ગાવું )
આખર કો'કો'નું નાહીં, આખખર કો'કો'નું નાહીંજી; કોણ
માતપીતા કોણ ભાઇ, આખખર કોકોનું નાહીં. આંકણી.

તું ધારી ધારીને જોજે, છેવટ પસ્તાઇ તું રોજેરે.
રાખ્ય ધર્મ તણી તું સગાઇ, આખ્ખર કો કો'નું નાહીં. ૧
શું મુંઢ તું બેશી રહે છે, જોતજોતામાં ઝડપી લેછેરે,
કાળચક્ર ના છોડે ભાઇ, આખ્ખર કો'કો'નું નાહીં. ૨
છે સ્વાર્થ બડા મસ્તાનો, તેથી ઘર ઘર તું ભટકાનોજી;
પસ્તાનો કરી લુચ્ચાઇ, આખ્ખર કો' કો'નું નાહીં. ૩
પ્રભુ નામ જરા ના ગાયું, બુઢાપણું ઝટ લેઇ આવ્યુંજી;
'શું કરૂં' કહો સૌ ભાઇ, આખ્ખર કો' કો'નું નાહીં. ૪
ફટફટરે જુવાની તારી, કરતો કર્મ ઘણાં તું ભારીજી.
ના ગાંડું કરતો ભવાઇ, આખ્ખર કો' કો'નું નાહીં. ૫
પ્રભુ નાંમ ભુલ્યો તું કાળા, જપો રાત્રિ દીવશ સૌ માળાજી.
તો મળશે સુખ શજાઇ, આખ્ખર કો' કો'નું નાહીં. ૬
ડાહ્યો થઇ પાપે પેટ ભરતો, વળી નિંદા જનની કરતોજી
ભૂલ ખાધી જુવાનીમાં ભાઇ, આખ્ખર કો' કો'નું નહીં. ૭
શ્રી જૈન હિતેચ્છુ ગાવે, પ્રભુ નામ જપો તમે ભાવેજી,
કહે ડાહ્યા શીષ નમાઇ, આખ્ખર કો' કો'નું નાહીં, ૮

---

# पद १४

## રાગ "મુખડા કયા દેખો દરપણમે" એ રાહ.

એકદીન મૃત્યુ જાણજો મનમેં, સૌ રહેશે આ દુનિઆંમે,
એક દીન મૃત્યુ૦ ટેક
ચેત ચેતન તુમે ચેતી બેશો, આવશો દીન એક વંનમેં;
ધર્મ હશે જો વાંસેરે ભાલો, જતી થશો ખુશ તનમેં
એક દીન મૃત્યુ૦ ૧

મનમાં નક્કી ધારીના બેસો, થાવાનું થાશે રણમેં
સ્વર્ગ નર્ક ભઈઓ સાચાંરે માનો, આવશે કાળ ઘડી પળમે'.
એક દીન૦ ૨
મોજી શોખી એશઆરામી, કુદે મચ્છી જેમ જળમેં.
ભકિતવાળાં ભોળાંરે ભાવે, કોને મુકે નહી ક્ષણમેં. એક૦ ૩
કર્યાં કરાવ્યાં કરીશું પાપો, વીચારો તુમે મનમેં;
ધર્મ કરો તો સર્વે ધોવાશે, તો પાર ઉતરસો આ ભવમેં દીન૦ ૪
આ અવસર ફરી ફરી નહીં આવે, ગુલતાન રહ્યાછો ધનમેં.
ધન તમે ભાઇ સાચવી બેસો, પણ ધર્મ કરો પલપલમેં.એક૦ ૫
કથા વારતા પુરાણ કરાવો, શોધી સાર લ્યો મનમેં;
વિદ્યા વિણ જ્ઞાન મળે ન કસ્યામાં, નકકી ચેતો તુમે તનમેં.
એક દીન૦ ૬
વાર વાર સંપત્ત પ્રમાણે. ખરચ કરો૦ભકિતમે:
સાથે હરિનું સ્મરણ કરી લ્યો, ભકિત કરો પલપલમેં.એક૦૭
પાપ બંધનથી મુકત થશો ભાઈ, આકીન રાખો મનમેં,
સિદ્ધ ચક્રના ધ્યાન પસાયે, શ્રીપાળ છુટ્યો ક્ષણમેં. એક૦ ૮
નેકપણે ધર્મ પળાવો પાળો, સહાય કરો શુભ કૃત્યમે;
દાસ ડાહ્યો એમ ભણેછે, તો રહેશો નિત્ય આનંદમેં. એક૦ ૯

---

# પદ. ૧૯

## રાગ કેરબાની દેશી

"પ્રીતી તીર મારી, નાખ્યું મારૂં તંન વિંધીરે" એ રાહ.

મારા ભાઈયો ના ભુલો, પ્રભુ નામ સાચું;

પ્રભુ નામ સાચું, પ્રભુ નામ સાચું, મારા ભાઇયો ના ભુલો
પ્રભુ નામ સાચું ટેક
લટકે આવ્યા ને લટકે જઇશું, જુઓ કાળનો માર;
જોત જોતામાં ઝડપી લેછે, પરમેશ્વરને દ્વાર. મારા ભાઇયો૦ ૧
અક્કડ ફક્કડ થઇને ફરીએ, લક્કડ ઝાલી હાથ;
આ છક્કડમાં હું પદ કરીને, કર્યાં કરોડો પાપ. મારા ભા૦ ૨
આ દુનિયામાં સૌથી વધ્યું છે, સ્ત્રિ જાતિનું રાન;
ઘણા જનો તેમાં છે ભમતા થાયછે કચ્ચર ઘાણ. મારા૦ ૩
મચ્છિની જેવી જાળો છે, તેવી સ્ત્રિની જાળો;
લાલચમાં લપટાશો નહીં ભાઇ, નર્ક સમી તે ભાળો. મારા૦ ૪
ધુમ્રુ કરતું પુર આવે, એવો છકકડ ફેરો,
માટે ભાઇઓ ચેતી લેજો, જન્મ મરણ છે વેરો. મારા૦ ૫
સારૂં બુરૂં કાંમ કરીએ, તે છકકડમાં રહે છે,
પાપ પુન્ય સાથે આવેછે, પંડિત પણ એમ કહે છે. મારા૦ ૬
રંગ રાગ સૌ કરતાં હરતાં, ફરતાં જમતાં ભાઈ;
નહાતાં ધોતાં ભગવાન ભજજો, ધર્મ કરો તમે ધાઇ. મારા૦ ૭
પરમાર્થે કંઇ કામ કરવાં, કોઇનું કષ્ટજ કાપો;
જૈન હિતેચ્છું ગુણ ગાવેછે, દયા દાન ધર્મ સાચો.
મારા ભાઈઓ ના ભુલો૦ ૮



## पद. १९

દાઢીયું "રાગ જુવો મોરી સૈયરો દીપે ગોડીજી કેવારે".

પર્વ પજુસણ, ભાવે કરી તમે પુજોરે;

ભાવે કરી પુજો, ધર્મી માળા લેઇ ઉઠોરે; પર્વ પજુસણ
ભાવે કરી તમે. ટેક
પહેરી નવરંગી ચીર, દેરે તમે જાશોરે; નર નારી મળી;
વીરના ગુણ ગાશોરે. પર્વ૦ ૧

વૃતધારી વૃત.

આઠ દીન કીજેરે, ઘેર ઘેર ઓચ્છવ, ધર્મી દાન દીજેરે, પર્વ૦૨
ચોથે પચુસણ, કલ્પ સુત્ર વંચાયરે; નર નારી મળે, તે
ઘેર લઇ જાએરે. પર્વ પજુસણ. ૩
પંચમે પચુસણ, ત્રિસલ્લાના રાયારે; તુજ જન્મ સાંભળી,
જૈની હરખાયારે. પર્વ૦ ૪
મહાવીર સ્વામીનો, જય વરતાવેરે; ઘેર ઘેર પારણું નરના
રો ગાવેરે. પર્વ પજુસણ૦ ૫
જપ તપ આઠ દીન, ભાવે કરી કરજોરે; નહાઇ ધોઇ શ્રી
મહાવીર તુમે ભજજોરે. પર્વ પજુ૦ ૬
આઠમે દીન પ્રતિ ક્રમણ જે કીજેરે; સંવત્સરીનો લાહો,
દાન ઉલટ ભરી દીજેરે, પર્વ પજુ૦ ૭
ખેડા જૈન હિતેચ્છુ, વિરના ગુણ ગાવેરે; શેવક ડાહ્યો તુને,
નમે સુદ્ધ ભાવેરે. પર્વ પજુ૦ ૮



# पद १७

રાગ. "પરમપ્રભુ તું છે પરમ ઉપકારી." એ રાહ.

ભકિત વિના મુકિત કહો કેમ મળશે.
આ મિથ્યાત્વ ફેરો કેમ ટળશે, ભકિત વિના મુકિત કહો
કેમ મળશે. ટેક.

શું લાવ્યા શું લેઈ જશો તમે, જાણ્યા વિના જંન મરશે.
અહો પ્રભુ જાણ્યા વિ.
ધર્મ તત્વ કાંઇ પુછો ગુરૂને, તો મનમેં જરા કંઇ ઠસશે.
ભકિત વિના. ૧
કરતવ્ય કર્મ કર્યાં ભવ પેલે, વિરલા જંન કેમ ટળશે;
અહો પ્રભુ વિરલા જંન.
કર્મ સહિત જ્યાં અવતાર ધરસો, ત્યાં આવી ઝટ નડશે;
ભકિત વિના. ૨
પુન્ય કરયું પહેલે ભવ જેણે, તેવું સુખ અહીં મળશે;
અહો પ્રભુ તેવું સુખ.
ધર્મી ધુરંધરા ધર્મ કરે તો, સંસાર સાગર તરશે;ભકિત વિના. ૩
આ ભવ પરભવ વળીરે ભવોભવ, વાવે તેવું લણશે; અહો૦
દાન શિયળ તપ ભાવના રાખો, (તો)જેથી જંન હિતસરશે;
ભકિત વિના. ૪
મારૂં મતા ધન રાચ રચીલાં, મર્ણ પછી શું કરશે;
અહો પ્રભુ મર્ણ પછી.
માત પિતા સુત બંધવ સઘળાં, લઠો લઠી તુંને રડશે;
ભકિત વિના. ૫
સાથ તારી કશુંએ નહીં આવે, પાપ માર કેવા પડશે.
અહો પ્રભુ પાપ.
જૈન હિતેચ્છું મળીને ગાવે, ધર્મથી ફેરો ટળશે. ભકિત. ૫

# પદ ૧૮

## રાગ ઈંગરેજી રાહ.

ધર્મ કરો ધાઇ ધાઈ, આવોતમે ભાઇ ભાઈ; ધર્મી બંધુમારા.
ધર્મી બંધુ મારા, દયા રાખોરે દયાળા, ધર્મ કરો ધાઈધાઇ. ટેક
વહાલાં પિતા માય માય, કરો ધરમમાંજ સહાય; વહાલો જાણો ધર્મ;
વહાલો જાણો ધર્મ, પછી જાણો ઉંડા મર્મ; ધર્મ કરો. ૧
મિત્રો ઘણા ચહાયચહાય, પછીથી પસ્તાય ભાય;ધર્મ મિત્રજાણો.
ધર્મ મિત્ર જાણો. છેટલે મુળ સહુ માનો, ધર્મ કરો. ૨
કરે સહુ પ્રેમ પ્રેમ, હસે રૂવે રોવરાવે પ્રેમ, બહુજ એપસ્તાવે.
બહુજ એ પસ્તાવે, ધર્મ પ્રેમ સાથ આવે; ધર્મ કરો. ૩
સોથીશ્રેષ્ઠ લોભ પ્રેમ, સૃષ્ટીનો નીભાવ કેમ; ઉંધું છતું કરાવે.
ઉંધું છતું કરાવે, ધર્મ લોભ સાથ આવે; ધર્મ કરો. ૪
બીજો શ્રેષ્ટ પ્રિયા પ્રેમ, સૃષ્ટિમાં વધેછે કેમ; રસિલા મનભમાવે.
રસિલા મન ભમાવે, ધર્મ પ્રિયા સાથ આવે; ધર્મ કરો. ૫
માફ કરો ભુલ ચુક, ધર્મ રસ પીયો ખુબ, સર્વને હું કહુંછું.
સર્વને હું કહુંછું, પ્રભુ પ્રેમે વંદી રહુછું, ધર્મ કરો. ૬
પાપ પ્રભુ દુર કરી, દાદાનું તું દુઃખહરી; રાખ્ય શાન્તીદાતા.
રાખ્ય શાન્તીદાતા, સર્વે માગે તુજ સહા'તા; ધર્મ કરો, ૭



# પદ ૧૯

## સોહણીશેરાગ. "વઈદરબી વનમેં વલવલે".

મોહિનીની પાછળ અમે ભમ્યા, કર્યા બહુ અપરાધ.

રંગરાગ કરતા બહુ, ખાધા ખટરસ સ્વાદ; મોહિનીની પા-
છળ અમે૦ ટેક.

મોહિની સ્ત્રીની તમે જાણજો, કોઈથીએ ના છોડાય.
છોડે એ નર ફાંકડા, સૌથી શ્રેષ્ટ ગણાય; મોહિની. ૧
પાર નથી લોભ મોહનો, જુઓ દુનિઆની માંહી;
લોભ માટે બહુ મરી પડયા, અંતે આવ્યું ના કાંઇ. મોહિનો૦
સ્ત્રિની મોહિનીથી થાયછે, ઘણાં મૃત્યુઓ ભાઈ.
કંઇક કેદી બની જાયછે, કરે કુળની ભવાઇ; મોહિની. ૩
પૈસાથી પણ તેમ થાયછે, પૈસો સર્વનું મૂળ;
કોઇએ લાલચ છોડી નથી, છેવટ ફાકતા ધૂળ, મોહિની. ૪
એશઆરામ કરે ઘણા, ઓળે શીરના કેસ.
કોઇ અત્તર કોઈ કેફમાં, કાઈ બદલેછે વેશ. મોહિની. ૫
કોઈ જુગારી કોઈ નીચતા, કોઇ સુતા સેજ ફૂલ.
કોઇ કપટી કોઇ છેલડા, કોઈ લઢવામાં સૂર. મોહિની. ૬
કોઈ ઢોંગી કોઈ ધર્મિઓ, કોઇ તજેછે નાત;
કોઇ જોગી કોઇ પાપીઆ, મોહિની બહુછે જાત. મોહિની૦ ૭
દુર્યોધન રાવણ તણા, કેવા ક્રોધી સ્વભાવ;
મોહમાં અંતે હારિઆ, બન્યા બહુ બનાવ. મોહિની૦ ૮
કઈક સતીઓના દાખલા, જુઓ શાસ્ત્રની માંહી;
રાજપાટ તજી દેઇને, ચાલી ગઇછે કોઇ મોહિની૦ ૯
છે ઘણી જાતિની મોહિની, જેને જે પર પ્રેમ;
તે ખરી ખુશીથી ખેલતા, ભુલી ઇશ્વરી નેમ. મોહિની૦ ૧૦
કરયું પણ આવ્યું કંઇ નહીં, મરતાં વિચારો થાય;
હાય હાય બહુને રડાવીઆ, કર્યા બહુ અન્યાય. મોહિની૦ ૧૧
ઓ પ્રભુજી કર માફરે, સઘળા મારારે દોષ;

આવું હું તારી હજુરમાં, નોકર મુજપર રોષ. મોહિની૦ ૧૨
આવો પસ્તાવો થાયછે આખર વખતેરે ભાઇ;
માટે ચેતો સઉ માનવી, રાખો ધર્મ—સગાઇ મોહિની૦ ૧૩
મોહતણી જાતો બહુછે, સારી નડતી ઓજન;
ખોટું કર્મ મૂકી દેઇને, કરો સાચાનો સંગ, મોહિની૦ ૧૪
ક્રોધ, માન, માયા, મૂકીને, મૂકી દોલત અપાર,
છઇયાં છોકર મૂકી ગયા, એ પણ મોહનો પ્યાર. મોહિની૦ ૧૫
કોઇએ શીયળ વ્રત સાચવ્યું, કોઇએ તજ્યો સંસાર;
કોઇએ સમાધી ચડાવીછે, ધન્ય એ અવતાર. મોહિની૦ ૧૬
દાન, શીયળ, તપ, ભાવના, રાખે જે નરનાર;
પાળી પળાવીને પાળશે, તરશે સંસાર અસાર મોહિની૦ ૧૭
ધન્ય એ માતાની કૂખને, જનમ્યા સૃષ્ટિની માંહિ;
જન્મ મરણ દુઃખ ટાળીને, કરી મોક્ષ કમાઇ. મોહિની૦ ૧૮
પ્રભુનો ડર તમે રાખજો, કરતાં કાંઇ પણ કામ;
અંતે જાવુ છે હજુરમાં, દેશે નહીં દોષ ડા'મ. મોહિની૦ ૧૯
જૈન હીતેચ્છું મળી ધરે, પ્રભુ તારૂં રે ધ્યાન;
બાળ અમે પ્રભુ માગીએ, આપો સુદ્ધ, સુદ્ધ જ્ઞાન. મોહિની૦ ૨૦
ધર્મ તણો મોહ રાખજો, ભુલો નહીં માગ ભાઇ;
કરજોડીને ડાહયો કહે, પ્રભુની સાચી સગાઇ. મોહિની૦ ૨૧

——⁂——

## પદ. ૨૦

**તપનુ રાગ "કીજે મં[illegible]ળ [illegible]ર, આજ ઘેર**
**[illegible]"**

તપ કરજો નર નાર, તપનો મહિમા ભારી,

સફળ થશે અવતાર, કરશે જે નરનારી, ટેક
તપ તણો મહિમા છે મોટો, ખોટો ના જાણો લગાર.
તપનો મહિમા ભારી. ૧
નાગ કેતુ ને બાળપણામાં, ઉપન્યું જાતી (સ્મરણ) જ્ઞાન. ત૦
તે ઉપરથી અઠમ તપ કીધો, હીંમત રાખી અપાર; તપ૦ ૩
પચકાણ કરી પારણીએ ઝુલે, ના ભુલે પ્રભુનું ધ્યાન. તપ૦
પયતણું તે પાન કરે નહીં, માત પીતા અકળાય, તપ૦ ૫
ક્ષુધા થકી તે મુર્છા પામ્યો, સબવત તેતો જણાય. તપ૦ ૬
સહુએ મળી જંગલમાં દાટયો, કરે કલ્પાંત અપાર, તપ૦
તેનાં માત પીતા શોક કરતાં, પહોંચ્યા સ્વર્ગને દ્વાર. તપ૦
તેથી તે પુરના નરેંદ્રે આવી, કબજ કર્યું ઘરબાર. તપ૦ ૯
નાગ કેતુના તપને પ્રભાવે, ડોલ્યું ઈંદ્રાસન સાર. તપ૦ ૧૦
અવધી જ્ઞાનથી ઇન્દ્રે જોયું, કારણ શું આ કહેવાય. તપ૦ ૧૧
જીવતો નાગ કેતુને જોયો; ખાડ મહી નીરધાર. તપ૦ ૧૨
તરતજ તે આસનથી ઉઠયો, આવ્યો ખાડની પાસ, તપ૦ ૧૩
અમૃત સીંચી ચેતના આપી, બાળને કહાડયો બહાર. તપ૦
ત્યાર પછી ઇન્દ્ર વીપ્રને વેશે; આવ્યો નગર મોજાર. તપ૦
તેણે જઈ સૌને સમજાવ્યું, જીવતો છે (નાગ) કેતુ કુમાર ત૦
તેથી સૌ લોક આનંદ પામ્યા, લાવ્યા નગરમાં તે બાળ ત૦
રાજાએ તેનું ઘરબાર સોંપ્યું, વરત્યો જેજેકાર. તપ૦ ૧૮
એવી રીતે તપથી સુખ પામ્યો, નાગ કેતુ કુમાર. તપ૦ ૧૯
વળી તેણે તપના પ્રભાવે, કીધો બાજા ઉપગાર. તપ૦ ૨૦
એક આંગળીએ શીલા અટકાવી, નગર બચાવ્યું સાર, તપ૦
એવી રીતે તે તપ કરીને, પહોંચ્યો મુકિત મોજાર. તપ૦ ૨૨
પીઠ, મહાપીઠ, કનક કેતુ એ, કીધા તપ અપાર, તપ૦ ૨૩

સોળ, આઠ, છનો; તપ કરીને, કમ ખપાવો સાર. તપ૦ ૨૪
થાય તેવો ભઇ તપ તમે કરજો, પામસો મંગળ માળ ત૦
આભવ પરભવ વળીરે ભવોભવ, થાશે સુખ અપાર. ત૦
ડાહ્યા, મોહન, બેઉ કરજોડીને, લાગે પ્રભુને પાય. તપ૦ ૨૭

—— ❧ ——

# પદ ૨૧

## રાગ "નરનારી, નરનારી, શીદ્ધાચળ વંદોરે નરનારી."

સમોવસરણમાં બીરાજો, રાજો સાહેબરે, અલબેલા.
જીન દરિશણનો છે માઝો માઝો, સાહેબરે. અલબેલા. ટેક.
અતીસે અનુપમ મંડપ બનીયો, રંગ જામ્યો છે ઝાઝો,
ઝાઝો સાહેબરે અલબે૦ ૧
ત્રિવીત્ર પ્રકારે ઉજમણું પુર્યું, છોડ તણો રંગ ઝાઝો ઝાઝો. સાહેબ૦
સોના રૂપાના કળસ ભર્યાછે, ઇંદ્રપુરી સમ છાજે છાજે; સાહેબ૦
મોતીયન ચોક પૂર્યા આપ આગે, રત્ન જડીત્ર છત્ર છાજે.છા
જે સાહેબરે૦ ૪
વચ્ચે આપ પ્રભુજી બીરાજો, વરણન કરૂં શું આજે. આ૦
વદન મનોહર ચંદ્ર પુનમનો, તુજ દરીશણ દુઃખ ભાગે, ભાગે, સા૦
કાને કનકનાં કુંડળ બીરાજે, મુગટ જડયો નંગ ઝાઝે ઝાઝે સા૦
ઉરપર મોતન માળા શોભે, સાહેબ ગરિબ નિવાજો, વાજો
સાહેબરે૦ ૮
ઇન્દ્ર ઇન્દ્રાણી નાચે આપ આગે, દેવતાઈ વાજાં વાગે વાજે,સા૦

ડાહ્યો મોહન મળી ગુણ ગાવે, પ્રભુજી વા'રે ધાજો ધાજો.
સાહેબરે અલબેલા૦ ૧૦

——◦◦※◦◦——

# पद २२

સ્તવન. રાગ "કે શ્રાવક શ્રાવક સુરત ફળીઆ." એ રાહ.

કે પ્રભુ તુજ આગળ હું નાચું, જોઇ મુખડું મનમાં ઘણો રાચું.
કે પ્રભુ તુજ. ટેક.
કે તુજ પરતાપે ફરતા ફરીએ, તુજ પરતાપે સહુ કામકરીએ.
કે હમેશાં સવારે જાગી તારૂં ધ્યાન ધરીએ, કે પ્રભુ તુજ આગળહું નાચું.
કે તુજ દરશનથી દુઃખડાં જાએ, ધારેલું કામ શીઘ્રથી થાએ.
પણ આશીષથી તુજ ગુણ ગાયે, કે પ્રભુ તુજ આગળ હું નાચું ૦૨
કે તારા પ્રસંગ લેઇ ગુણ ગાઇએ, કે તુજ ગુણ ગાતાં સુખીયાથઇએ,
કે તુજ સેવામાં અમે નીત્ય રહીએ, કે પ્રભુ તુજ આગળ હું નાચું,
કે જૈન હિતેચ્છું ડાહ્યો ગાવે, કે પાપ પુન્ય સાથે આવે,
કેઆ મનુષ્યા દેહ ફરી નહીં આવે, કે પ્રભુ તુજ આગળ હું નાચું,

——◦◦◦◦——

# पद २३

રાગ, "આજ સામ મોહેલીનાં બંસરી બજાય કે," એ રાહ.

પદ્મ પ્રભુ આજ હું પ્રણામ તો પ્રીતે કરૂં,
પ્રણામતો પ્રીતે કરૂં, પ્રણામ તો પ્રીતે કરૂં, પદ્મ પ્રભુ આજ
હું પ્રણામ તો પ્રીતે કરૂં, ટેક,
નીત નીત નરને નાર, આવી પદ્મ તારે દ્વાર,

"તાર તાર" એ ઉચ્ચાર, આપને ઉચ્ચારે છે, પદ્મ પ્રભુ આજ હું૦
સકળ વીધન કાઢો મુળ, તુજ આગે પ્રાકે સહુ ધુળ,
ડાહ્યો જૈન હિતેચ્છુ મળી, નમનથી ઉચ્ચારે છે, પદ્મ પ્રભુ૦ ૨



# पद २४

"સુણો તુમયાર પરદેશી, બચન કેસે નીભાવોગે," એ રાહ,
સંભવ ધરૂં ધ્યાન હું તારૂં, લાગે મને નામ બહુ પ્યારૂં, ટેક,
કર્યાં છે કર્મ ઘણાં ભારી, હવેલ્યો આપ ઉગારી,
મને છે આશ હે તારી, પ્રભુ ગુણ કેમ વીસારૂં, સંભવ ધરૂં ધ્યાંન
ક્ષમા કરો વાંક શીવદાયા, જૈન હિતેચ્છુંએ ગુણ ગાયા;
કહે ડાહ્યો શેના જાયા, સંભવપળ નામ ન વિસારૂં. સંભવધરૂં.



# पद २५

રાગ. "મેં વારી જોબનામં તેરે સંગ," એ રાહ.
અજીત જીનજી રાખોરે લાજ, રાખોરે લાજ સંભાળો કાજ
અજીત૦ ટેક.
કાળ અનંતા ભમોરે હું થાક્યો, આવ્યો નહીં પાર મહારાજ
અજીત૦ ૧
વિજયાનંદન વીનતી સ્વીકારો, તું છે સઉનો શીરતાજ. અજીત૦ ૨
ડાહ્યો જૈન હિતેચ્છું નમે છે, નમે છે જૈન સમાજ. અજીત૦ ૩



# પદ ૨૬

રાગ. "વીનતી ધરજો ધ્યાન, જન સહુવીનતી ધરજો ધ્યાન." એરાહ
કોણે દીઠીછે કાલ, જગતમાં કોણે દીઠીછે કાલ.
માટે ચેતી તું ચાલ, જગતમાં કોણે દીઠીછે કાલ. ટેક.
રાત્રી દીવસ પ્રીત કામમાં ફરતો, તું તારૂં ચીત બાળ. જગતમાં
ક્રોધ, માન, માયાને પેસો; છે એની જંજાળ, જગતમાં૦ ૨
પહેલેથી સૌ સમજી ચાલો, નહીતો થશો બેહાલ. જગતમાં ૩
તજી હું પદ રાખી શીતળતા, દીઠે રસ્તે તું ચાલ. જગતમાં૦ ૪
મનની આશા મનમાં રહેશે, જેકર તે તતકાળ. જગતમાં૦ ૫
વીચાર તારા મનમાં રહેશે, પળમે પકડે કાળ, જગતમાં૦ ૬
પુન્ય પરમારથ, ધર્મ તું કરતાં, પ્રભુજીને સંભાળ. જગતમાં૦ ૭
માટે પ્રભુપર પ્રીતી રાખો, (તો) હોશે જયજય કાર. જગતમાં૦ ૮
જૈનહિતેચ્છુ સભા મળીને, ગાવે પદ આ રસાળ. જગતમાં૦ ૯

---(૦)---

# પદ ૨૭

"ગીરધારીરે વાત કહું તે વિચારો," એ રાગ.
ભીડ ભંજનજીરે, ભીડ હમારી ભાગો; નીજ શેવકનાં દુઃખ
કાપો, ટેક.
પ્રભુ આશરોરે મારેછેરે તમારો, તુમ વિના નથીકાંઇ આરો.
ઝુલ. કરજોડી કરૂંછું અરજીરે, સ્વીકાર કરો જીનવરજીરે;
જન જાણે નહીં આપ મરજીરે.
આપ વિનારે કાપે કોણ બળાપો, નીજ શેવકનાં દુઃખકાપો. ૦૧

આવ્યો આથડીરે આશરે હું તો તમારે, આપવિના વીઘન
કોણ વારે.
એટક પુરમાંરે, આપ દીસો અલબેલા, અમને સહાય કરો;
કષ્ટ વેળા.
ઝુલ્લ દુઃખ ટાળો દીનનાથરે, બુડંતાં ઝાલો હાથરે; વંદે જૈન
હિતેચ્છુ સમાજરે.
પ્રભુ મારારે, સર્વેને જશ આપો; નીજ શેવકનાં દુખઃકાપો૦ ૨



# पद २८

રાગ. "સારૂ સારૂરે સુરત સહેર, મુંબઇ અલબેલી." એ રાહ.
જુવો જુવોરે સર્વે જંન, પૈસો બહુ વહાલો, ટેક.
અવતરી આ સંસારમાંને; કરીએ અમે બહુ પાપરે.
સર્વે કામમાં જોતા ફરીએ, પૈશો સહુનો બાપ. પૈસો૦ ૧
પૈસો પૈસો કરેજ સર્વે, પૈસો સૌનું મુળરે.
પૈસા માટે જન સૌ ફાકે, હાથમાં લઇને ધુળ. પૈસો૦ ૨
પળમેં પૈસો વેર કરાવે, પળમે રાખે રાજીરે.
પળમેં આખું રાજ્ય અપાવે, પળમેં કરાવે ખાખી. પૈસો૦ ૩
પળમેં પાસે પૈસો આવે, પળમે નાશી જાયરે.
કહેવત રાજા રંક સરીખું, રંક રાજા થાય, પૈસો૦ ૪
માત તાતને ભ્રાત સગા સૌ, પૈસો જોઇ લલચાયરે.
કેહેશે એછે ચતુર શાણો, ખંમા ખંમા બહુ થાય. પૈસો૦ ૫
પણ પાસે કોડી ના દેખે, બોલાવશે નહીં કોઇરે.
કેહેશે એ હુવો છે ગાંડો, આબરૂ એણે ખોઇ. પૈસો૦ ૬

પૈસા જેની પાસે હોય તે, કહેવાસે એ શેઠરે.
હોય કુકર્મી કોઇ નવ કેહેશે, કરશે એની સૌ વેઠ. પૈસો૦ ૭
કરે જન પૈસાને માટે, સારાં નડતાં કામરે,
ભુખ્યો રહી રાતે પણ જાગે, તોય ન મળતા દામ, પૈસો૦ ૮
પુન્ય પોટલી પાસે રહે છે, ત્યાં સુધી સૌ સુખરે.
કરમ પોટલી આગળ આવે, ત્યારે પડશે દુઃખ. પૈસા. ૯
પહેલા ભવની કરણી જેવો, તેવા મળશે દામરે.
ખટપટ ભાઇઓ સર્વે મુકીને, કરો ધરમનાં કામ પૈસો૦ ૧૦
આ ભવ સારાં કૃત્ય કરીને, ક્રોધ લોભ સૌ મુકોરે.
ઉભા ન રહો એદખાઇમાં, સંપ નામ નવ ચુકો. પૈસો૦ ૧૧
મારૂં તારૂં કરશો નહીં જન, સારૂં નહીં લગારરે.
કોણ કમાએ કોણ ખાય છે, જુઓ જગતમાં સાર પૈસો૦ ૧૨
ધરમી ધરમ દયાનો ધારી, પ્રભુ નામ ના ભુલોરે.
મોહની રૂપી આ દુનિઆના, નાવમાં ના બુડો. પૈસો૦ ૧૩
ડાહ્યાનર મનમાં ચેતીને, સમજો સઘળો સારરે
આંટાં કાંટાં કોઇના કરશો' પળમેં પકડશે કાળ. પૈસો૦ ૧૪

**ચેતવણી.** આ પદ ઉપરના રાગમાં ગવાય છે. તે કેરબાના રાગમાં ગાવું હોય તો તમામ કડીમાંથી, (રે) કાહાડી નાંખી, આંકણી નીચે પ્રમાણે બોલવી,



## રાગ, "સોદાગિર કરૂંગીરે, સે અલાઅલ્લારે."

દુનિયાં પૈસાની ગરજીરે, કે દુનિઆ પૈસાની ગરજી.
સ્વિકારો પ્રેમે પ્રભુ અરજીરે, કે દુનિયાં પૈસાની ગરજી આંકણી.
(કડીજુઓ,) પૈસો પૈસો કરેજ સર્વે, પૈસો સૌનું મુળ.

પૈસા માટે જન સૌ ફાકે, હાથમાં લઇને ધુળ દુનીઆં પૈસાની૦ ૧
ઉપર પ્રમાણે દરેક ટુંક ગાવાથી, તે રાગમાં ગવાસે.
વળી ચોપાયા છંદની. માફક ગાવું હોય તો નીચે પ્રમાણે.
(શ્રાવણની માફક)
પદ. પૈસો પૈસો કરેજ સર્વે, પૈસો સૌનું મુળ.
પૈસા માટે જન સૌ ફાકે, હાથમાં લેઇને ધુળ.



# आरती.

## રાગ "પ્રાર્થના શમાજનો આરતીનો".

જયદેવ જયદેવ ભિડભંજન દેવા પ્રભુ, ભિડભંજન દેવા
બાળ અમે સૌ કરીએ, નિશદીન તુજ સેવા જયદેવ૦
રીખવ, અજીત, સંભવ, અભિનંદન, સેવું; (૨) પ્રભુ૦
શુમતિના ગુણ ગાઇ, (૨) પદ્મ નામ લેવું. જયદેવ૦ ૧
પછી શુપાર્શ્વનાથ ચંદન જયકારી (૨) પ્રભુ૦
શુવધીનાથ દયાળા, (૨) તું છે ઉપગારી. જયદેવ૦ ૨
શીતલનાથ, ને હંસ, વાશુપુજ્ય નમીએ (૨) પ્રભુ૦
વિમળ વિમળ* બુદ્ધિના (૨)અનંત જીન ભજીએ; જયદેવ૦
ધર્મનાથ તુજ નામ, જગમાં છે સાચું (૨) પ્રભુ૦
શાન્તી કુંથું ની ભક્તિ (૨) કરવા મન રાચ્યું; જયદેવ૦ ૪

*વિમળ જેનામાં મેલ નહીં, એવી ચોખી બુદ્ધિવાળા.

અર, મલ્લી, કરો મેહેર; મુનિસુવ્રત સ્વામી (૨) પ્રભુ૦
નેમીનાથ ને વંદન (૨) કરિએ શીરનાંમી જયદેવ૦ ૫
રાજેમતીના કંથ, નેમનાથ રશિયા (૨) પ્રભુ૦
લીધિ દિક્ષા લઘુ વયમાં, ગિરનારે વરિયા જયદેવ૦ ૬
પારશ્વનાથ દયાળ, દયા કરો ભારી (૨) પ્રભુ૦
નાગ નાગણની જોડી, (૨) બળતી ઉગારી જયદેવ૦ ૭
વર્ધમાન જીનચંદ, ચોવીસમા રાયા (૨) પ્રભુ૦
ખેડા જૈન હિતેચ્છુ (૨) ગુણ તારા ગાયા, જયદેવ૦ ૮
ડાહ્યા, મોહનલાલ, કહેછે કરજોડી. (૨) પ્રભુ૦
વાંકવિણુ સહુ હરજો (૨) પાપ કર્મ તોડી. જયદેવ૦ ૯



## દોહરો

દ્રય કરજોડી વિનવું, સો જનને આભાર;
"ખેડા જૈન હિતેચ્છુ" નો, બોલો જયજયકાર. ૧



